

# વેજીટેબલ ઘી અને પ્રાણી રક્ષા.




લેખક,

ડા. નંદલાલ છગનલાલ અઢીયા.



સં૦ ૧૯૮૧. વૈશાખ. સને ૧૯૨૫. એપ્રીલ

મુલ્ય. દોઢ આનો.

# પ્રસ્તાવના.

વેજીટેબલ ઘી આપણા દેશમાં લગભગ સવા કે દોઢ વર્ષથી દાખલ થયું છે તે બાબતમાં મુંબઇ ખાતે અનેક સભાઓ ભરાઇ છતાં તેનું કંઇ પણ શુભ પરિણામ આવ્યું નહિં. તેની વિરૂદ્ધમાં થોડો વખત ખુબ ચર્ચા થઇ, પણ પાછો ઉભરો શાંત પડી જતાં આજ તેની ખપત અસલ કરતાં વધી છે પણ ઘટી નથી. જેઓનાં દિલ ડંખ્યાં હતાં તેમણે તો આ ઘી વેચવા અથવા વાપરવાની પ્રતિજ્ઞાઓ લીધી અને હજી પણ પાળી રહ્યા છે પણ જેઓ પ્રથમ આ ઘીનો વેપાર નહોતા કરતા અથવા તેમ કરવા ઇચ્છતા પણ ન હતા તેઓએ પણ વેચવાનું ચાલું કર્યું છે એ દિલગીરીની વાત છે.

વેજીટેબલ ઘી બાબતમાં સંપૂર્ણ વિગત સાથે મારા તરફથી પહેલાં " વેજીટેબલ ઘીનો ઇતિહાસ " એ નામની ચોપડી બહાર પાડવામાં આવી હતી જેની વિરૂદ્ધમાં વેજીટેબલ ઘીના કોઇ આયાત કરનાર અથવા વેચનાર તરફથી હજી સુધી વાંધો ઉઠાવવામાં આવ્યો નથી અથવા તો તેમાંના લખાણને અસત્ય ઠરાવવા માટે ચેલેંજ કરવામાં આવી નથી. મજકુર લેખનું દરેક ભાષામાં ભાષાંતર કરી છપાવવાની મારી ઉમેદ હતી પણ તે કેટલાક પ્રતિકુળ સંજોગોને લઇને પાર પડી નથી.

દેશનું અનેક રીતે ભલું ચાહનારા અને ભલું કરવાનો પ્રયત્ન કરવા ઇચ્છનારાઓ આપણા દેશમાં કંઇક વીરલાઓ પડ્યા છે જેમના અત્યંત આગ્રહથી આ લખવાની મને ફરજ પડી છે. હિંદમાતા એવા પુત્રોથી હજી સુધી વંચિત નથી થઇ એ હર્ષની વાત છે.

આ લેખ માટે સેંકડો પાનાનું એક મોટું પુસ્તક લખી શકાય એમ છે તો પણ ચાલુ જમાનાના જનસ્વભાવને પિછાની વાંચક વર્ગ જેમ બને તેમ ઓછી કીંમતમાં ખરીદ કરી શકે અને પાંચ દશ મીનીટમાં વાંચી શકે એવી ટુંકી મતલબમાં આ લેખ લખવામાં આવ્યો છે તેમાં જો વાંચક વર્ગને કંઇ ત્રૂટી અથવા ખામી જણાય તો તે માટે દરગુજર કરવા યાચના છે.

લેખક.

# વેજીટેબલ ઘી અને પ્રાણી રક્ષા.

——:०:——

આ તાજુબીભરેલું વેજીટેબલ ઘી આપણા દેશમાં આજ લગભગ ૧ાા વરસથી દાખલ થયું છે. આ નવાઇભર્યા પદાર્થને તેનાં તત્વ જાણ્યા અને જોયા પછી ઘી કહેવું એ ખરેખર મુર્ખાઇજ કહેવાય. છતાં તેના આયાત કરનારાઓ અને વેચનારાઓ તરફથી તેને ઘી (વેજીટેબલ ઘી) તરીકે ઓળખાવવામાં આવે છે તેથી આપણી ચર્ચામાં પણ તેને વેજીટેબલ ઘી તરીકેજ વર્ણવવું ઠીક પડશે.

મુંબઇ શહેર એ આખા હિંદુસ્થાનનું મારકેટ અથવા બજાર અથવા બંદર જે કહો તે છે. દેશ પરદેશની દરેક ચીજો પ્રથમ મુંબઇમાં દાખલ થાય છે અને ત્યાંથી હિંદુસ્થાનના બીજાં મોટાં શહેરોમાં રેલ રસ્તે જાય છે. જયાંથી નાનાં ગામડાંઓમાં અને એ રીતે દેશ આખામાં તે ફેલાય છે.

ઉપરોક્ત વેજીટેબલ ઘી પ્રથમ મુંબઇમાં આજ ૧ાા વરસ પહેલાં દાખલ થયું અને અહીંથી ઉપર જણાવ્યા મુજબ આખા હિંદુસ્તાનના દરેક પ્રાંત અને ગામડાઓમાં પસરી ગયું છે. સાંભળવા પ્રમાણે આ અજાયબીભરેલું ઘી દોઢ વરસથી વધુ વખત પહેલાંથીજ દાખલ થયું છે પરંતુ તે જાહેર રીતે વેજીટેબલ ઘીના નામથી વેચાણું ન હતું અથવા તો આલમ સમસ્તમાં તે જાણીતું થયું ન હતું તેથી જયારથી તે જાણીતું થયું ત્યારથીજ આપણે તેને દાખલ થએલું સમજી લેશું તો તેમાં કંઇ હરકત જેવું નથી.

આ વેજીટેબલ ઘી જેને તેના આયાત કરનારાઓ જુદા જુદા નામથી ઓળખાવે છે તે ફકત હોલેંડ દેશના રોટરડેમ શહેરમાંથી આવે છે અને તેના જુદાં જુદા આયાત કરનારાઓ તેને જુદે જુદે નામે ઓળખાવે છે.

પરદેશથી આવતી દરેક ચીજો આપણને નુકશાનજ કરે છે એમ ધારી લેવું એ ગેરવ્યાજબી છે તેમજ તેવી દરેક દરેક ચીજ આપણને ફાયદો કરતા છે એમ એક સપાટે માની લેવું એ પણ મુર્ખાઇજ છે. પરદેશોમાંથી આપણા દેશમાં આયાત થતી કઇ કઇ ચીજો ફાયદા અથવા નુકશાનકરતા છે તે દેશની પ્રજા તેવી ચીજોના સમાગમમાં આવતાં સ્હેજે સમજી શકે છે તેથી અત્રે તેવી ચીજોના નામની યાદી આપવી એ ઇષ્ટ નથી. ફકત ઉપરોક્ત તાજુબી ભરેલું

વેછબવેલ ઘી કે જે પરદેશથીજ આવેલું છે તેનાથી દેશને કોઇપણ રીતે ફાયદો થતો હોય એમ અમારૂં બીલકુલ માનવું નથી અને અમે તો ચોક્કસપણે માનીએ છીએ કે જો તે ઘીના આયાત કરનારા વેપારીઓને પણ તેમના ધર્મના સોગન દઇને પુછવામાં આવે તો તેઓ પણ કહેશે કે આ ઘીથી દેશને કંઇ પણ ફાયદો થવાને બદલે આર્થીક, શારીરીક, માનસીક અને સામાજીક રીતે નુકસાન થયું છે. તેઓને કદાચ આર્થીક ફાયદો થયો હોય તેથી દેશ સમસ્તને ફાયદો થયો છે એમ માની શકાય નહિં. ત્યારે સવાલ એજ ઉત્પન્ન થાય છે કે આ ઘીથી દેશને આટલું બધું નુકશાન થયું હોવા છતાં તેના આયાત કરનારાઓ હજી પણ શા માટે એનો વેપાર ટકાવી રહ્યા હશે। આ સવાલનો જવાબ આપવો જો કે ઘણોજ ગુઢ છે છતાં અમોને તેનો જવાબ આપ્યા વગર ચાલતું નથી અને તેથીજ અમારે જણાવવું પડે છે કે પહેલાં તો આપણામાં નીતિધર્મની એક વિશુદ્ધ માન્યતા હતી કે "यद्यपि शुद्धं लोक विरुद्धं नाकरणीयं नाचरणीयम्" એટલે કે કોઇપણ કાર્ય ગમે તેટલું શુદ્ધ હોય છતાં તે લોકમતની વિરૂદ્ધ હોય તો તે કરવું તો નહિં પણ આચરવું પણ નહિં એટલે તે કરવાની શરૂઆત પણ ન કરવી અથવા તેનો ખ્યાલ પણ ન કરવો. આ સુત્ર આપણા પૂર્વજો માનતા હતા અને તે પ્રમાણે વર્તતા હતા જેનાં અનેક દષ્ટાંતો મળી આવશે પણ હાલ તો આપણે તેથી વિરૂદ્ધ વર્તન થતું જ જોઇએ છે એ આપણા કર્મનીજ કહેણાઇ નહિ તો બીજું શું ?

કોઇ પણ અન્યાયી અથવા અઘટિત કાર્ય થતું આપણી દષ્ટિએ ન પડે ત્યાં સુધી સારૂં; પરંતુ એકવાર આપણી દષ્ટિએ પડયા પછી આપણે તેવું કાર્ય થતું અટકાવવા માટે આપણાથી બની શકતો કંઇ પણ પ્રયાસ ન કરીએ તો તેવા અઘટિત કાર્યમાં સંમતિદોષનો અપરાધ આપણા શીરે આવે છે અને તેનું વસમું ફળ આપણને અથવા તો આપણા વંશવારસોને ભોગવવુંજ પડે છે. માટે આપણે તો આ ઘી આપણા દેશમાં આવતું હરકોઇ પ્રકારે બંધ થાય એવો પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે.

એક હાથે તાળી પડતીજ નથી તે સુત્રાનુસાર હરકોઇ મહાન કાર્ય બીજાની સહાય વગર થઇ શકતુંજ નથી. માટે આ આજાપયો પદાર્થ આપણા દેશમાં આવતો અટકાવવા માટે પોતાનાથી બનતો દરેક પ્રયત્ન કરવાની દરેક હિંદવાસીઓની ખાસ ફરજ છે. પછી તે એક જ્ઞાતિ તરીકે હિંદુ, મુસલમીન, પારસી, યહુદી, ખ્રીસ્તી ગમે તે હોય; ગરીબ, તવંગર,

આચાર્ય, અમલદાર કે રાજા હોય; પણ હિંદી તરીકે તો આ તકલાદી પદાર્થનો અટકાવ કરવાની પોતાની ફરજ માની બનતો પ્રયાસ કરશે તો દેશનું ભલું કરવામાં તેનો ભાગ લેખાશે અને તેનાં સારાં પરિણામનો લાભ તેને અથવા તેના વંશવારસોને કંઇક અંશે મળશેજ.

મેં મારા વેજીટેબલ ઘીની લંબાણ અને મુદ્દાસરની વિગતવાર સમજ "વેજીટેબલ ઘીનો ઇતિહાસ" નામક લેખમાં સમજાવી આપી છે તેથી અત્રે તેની લંબાણ ચર્ચામાં ઉતરી વાંચકોને હું કંટાળો આપવા ઇચ્છતો નથી. પરંતુ અત્રે તો તેની ટુંક ચર્ચા કરી આ ઘીથી જે અનેક જાતનાં નુકસાન આપણા દેશને થયાં છે તેમાં સૌથી પ્રધાન નુકસાન આપણા ગરીબડા દેશના પશુધનને કેવી રીતે થયું છે અથવા થશે તેનીજ મુખ્ય ચર્ચામાં ઉતરીશું તેમ છતાં આ ઘી વિશે જેમને વિગતવાર જાણવાની જીજ્ઞાસા હોય તેઓ ઉપરોક્ત લેખ વાંચી લેશે એવી આશા છે.

મજકુર પદાર્થમાં કોઇ તાત્વીક પદાર્થનો અંશ તો નથી એ પ્રત્યક્ષ પુરવાર થયું છે. વળી તે પદાર્થના સંબંધમાં તેનું પ્રથક્કરણ કરનારાઓએ જે મોઘમ પ્રમાણપત્રો આપ્યાં છે તેથી પણ સ્પષ્ટ થાય છે કે તેમાં શું પદાર્થો છે તે કાંતો તેના પ્રથક્કરણ કરનારાઓ પોતેજ સમજી શકતા નથી અથવા સમજતા હોવા છતાં કોઈ ભેદભરમ ઉઘાડો પડી જવાના કારણે તેમાં રહેલાં તત્વોનાં નામ ખુલ્લેખુલ્લાં જણાવતા નથી છતાં પણ જે જે પ્રથક્કરણ શાસ્ત્રીઓએ આ પદાર્થનાં પ્રથક્કરણ કરીને પોતાના અભિપ્રાયો આપેલાં છે તેઓનાં નામો વાંચક વર્ગની જાણ ખાતર અત્રે આપવાં વ્યાજબી લાગવાથી અમો આ નીચે આપીએ છીએ.

૧. મી. બી. એન. ઘોસ બંગાળા
૨. મી. સેન ,,
૩. મેસર્સ આર. સ્ટેની સ્ટ્રીટ. બંગાળા.
૪. મેજર. બી. હાયમ. મુંબઇ.
૫. હોલેંડના વિદ્વાન શાસ્ત્રીઓ.

આ રસાયણ શાસ્ત્રીઓનાં સર્ટિફિકેટો મૂળ અંગ્રેજી ભાષામાં લખાયેલાં છે જે અત્રે સ્થળ સંકોચને લીધે અમો આપી શકતા નથી. પરંતુ તેમણે જે સર્ટિફિકેટો આપ્યાં છે તે મુંબાઇમાં તો અનેક સ્થળે વંચાઇ જાહેર થયાં છે અને તેમના અભિપ્રાય મુજબ આ ઘીમાં ચરબીજ છે એવં

તેઓ જાહેર કર્યું છે. સ્થળસંકોચને લીધે મૂળ સર્ટિફિકેટો નહીં છાપવા માટે વાંચક દરગુજર કરશે એવી આશા છે.

હવે મૂળ સર્ટીફીકેટોથી આપણે નીચેના અનુમાન પર આવી શકીએ.

પહેલા ૨ પ્ર. શાસ્ત્રીઓ બંગાળાના છે છતાં તેઓ આખા હિંદુસ્તાનમાં આજે મુખ્ય અને પ્રખ્યાત રસાયણ શાસ્ત્રીઓ તરીકે જાણીતા છે. જેથી તેમના અભિપ્રાયને આધારે તો આ પદાર્થમાં ચોકખે ચોકખી ચરબીજ છે એમ આપણે વિના સંકોચે માની શકીએ.

ત્રીજી રસાયણ શાસ્ત્રીઓની એક અંગ્રેજી પેઢી છે જેઓને આ પદાર્થ સાથે કંઈ નિસ્બત અથવા લાગતુંવળગતું નહિ હોવાથી તેમજ એક વિદેશી માલ વિશે અભિપ્રાય આપવા બાબતમાં તેઓ પોતે વિદેશી હોવાથી તેમના અભિપ્રાય ઉપર વિશેષ ભરોસો મુકી શકાય જેથી તેમના અભિપ્રાય પ્રમાણે પણ આ પદાર્થમાં ચરબીજ છે એમ માનવાનું આપણને વિશેષ કારણ મળે છે.

ચોથા રસાયણ શાસ્ત્રી મી. બી. હાયમ અત્રેની ગ્રાંટમેડીકલ કોલેજના ડીન છે અને મુંબઈ સરકારના પ્રથકકરણ શાળાના રસાયણ શાસ્ત્રી છે. તેઓ પોતાના અભિપ્રાયમાં આ ઘીમાં કયાં કયાં તત્વો છે તે ખુલ્લે ખુલ્લું જણાવતા નથી, પરંતુ તેમાં દુધનો અંશ નથી એમ તેઓ બેધડક કહી આપે છે અને વિશેષમાં તેઓ જણાવે છે કે યુરોપમાં માખણને બદલે વપરાતા મારગેરીન ( Margarine ) નામના કોઈ પદાર્થના જેવો કોઈ પદાર્થ આમાં છે એમ મોઘમ જણાવે છે. આ સર્ટિફિકેટ ઉપરથી આપણે એટલોજ સાર લઈ શકીએ કે તેમાં દુધનો અંશ તો નથીજ જેથી દુધના અંશ વગર ઘી બની શકેજ નહિ. તેમ છતાં આ રસાયણ શાસ્ત્રીએ પોતાના સર્ટિફિકેટમાં તેમાં રહેલા તત્વોનું સ્પષ્ટીકરણ નહિં કરેલું હોવાથી અને મોઘમ અભિપ્રાય આપેલો હોવાથી તેના પર આપણે વિશેષ આધાર રાખી શકતા નથી. છતાં એટલું તો આપણે સમજી શકીએ છીએ કે તેમાં દુધનો અંશ તો નથીજ અને દુધના અંશ વગર ઘી થાયજ નહિં અને ઘી નહીં હોવાથી તેમજ તેમાં મારગેરીનના જેવો કોઈ અજાણ્યો પદાર્થ હોવાથી આપણે તેનો કોઈ પણ રીતે ઉપયોગ કરી શકીએ નહિં.

પાંચમું સર્ટીફીકેટ આપનારાઓ જે દેશમાં તાજુબી ભરેલું ઘી બને છે તે દેશનાજ દાકતરો છે. છતાં તેઓ તે પોતાના અભિપ્રાયમાં આ ઘીમાં શું શું પદાર્થો છે તે બીલકુલ નહિં જણાવતા હોવાથી તેમના સર્ટીફીકેટ ઉપરથી તો આપણે આ ઘીનો કોઈ પણ રીતે ઉપયોગ કરી શકીએ નહિં અને પોતાનાજ દેશમાં નીપજવા છતાં, જે રીતે આ ઘી બને છે તેની દરેક ક્રિયાઓ તેઓએ પોતે જોએલી છે એમ તેઓ કહે છે છતાં તેઓ આવો વિચિત્ર અને મોઘમ અભિપ્રાય આપે છે તેથી તેમાં કંઈ દાળમાં કાળુંજ જણાય છે અને તેમના અભિપ્રાય ઉપરથી તો આ ઘી એક તદ્દન અજાણ્યો અને અપરિચીત પદાર્થ છે એમજ માનીને આપણે તેનો ઉપયોગ સદંતર અટકાવવો જોઇએ.

હવે પ્રથમના ચાર રસાયણ શાસ્ત્રીઓના અભિપ્રાય ઉપરથી તો આપણે વિના સંકોચે સમજી શકીએ છીએ કે આ ઘીમાં દુધનો અંશ તો નથીજ બલ્કે ખુલ્લે ખુલ્લી ચરબીજ છે છતાં કદાચ જો ધારી લઈએ કે તેમાં સોએ સો ટકા ચરબી નથી. તોપણ થોડે ઘણે અંશે પણ તેમાં ચરબી હોવીજ જોઇએ—અને છેજ એમ નક્કી થાય છે અને બાકીના પદાર્થો કોઇ હલકા અથવા અખાદ્ય અને નુકશાનકારક પદાર્થો હોવાથી આપણે આ ઘીનો કોઇ પણ રીતે ઉપયોગ કરી શકીએજ નહિ એ સ્પષ્ટ અને સિદ્ધ વાત છે.

અત્રે કદાચ એવો સવાલ ઉત્પન્ન કરવામાં આવશે કે આર્થીક અને શારિરીક અથવા માનસિક દષ્ટિએ આ તકલાદી ઘી ત્યાજ્ય ગણી શકાય એ વાત સમજાય તેવી છે; પરંતુ દેશના પશુધનને આથી શી નુકશાની જવાની હતી ? બંધુઓ ! આ સવાલ સમજવો મુશ્કેલ નથી છતાં પણ તેની અત્રે વિગતવાર ચર્ચા કરવી વ્યાજબી થઈ પડશે.

અત્યાર સુધી અનાજ દુધ અને ઘી આપણા દેશ માટે અનાદિકાળથી આપણેજ બનાવતા આવ્યા છીએ. બાકી તો બીજી દરેક વસ્તુમાં આપણે હવે પરદેશોથી માલ ભરીને આવતી સ્ટીમરો માટે કાગને ડોળે રાહ જોઇ રાખવી પડે છે. પરંતુ ઉપરોકત ત્રણ ચીજ માટે આપણી એટલી બધી પરતંત્ર દશા નથી થઇ તે માટે આપણે પરમાત્માનો ખરેખર આભાર માનવો જોઇએ. છતાં પણ દિલગીરી સાથે કહેવું પડે છે કે જો વેળાસર આપણે ચેતીશું નહિં તો એ ત્રણ ચીજ આપણા દેશ માટે બનાવવાનો અનાદિ કાલનો ઇજારો

આપણે નિશ્ચય ગુમાવી બેસીશું. હિંદિ બંધુઓ ! સાંભળો છો કે ?

આ ઘીથી જે અનેક જાતનાં નુકસાન આપણા દેશને થયાં છે અથવા થવા સંભવ છે તેમાં સૌથી મોટું નુકસાન આપણા દેશના પશુધનનેજ થયું છે અથવા થશે એ નિશ્ચિત વાત છે.

હજુ થોડાજ વરસની વાતપર હિંદુસ્તાનના દરેક કુટુંબો પોતાની શક્તિ મુજબ ગાય ભેંસ ઇત્યાદિ સરેરાશ બે થી ત્રણ ઢોર પાળતા જેમાંના કેટલાક તો એવા પશુઓના, દુધ ઘીના વ્યાપાર ઉપરજ પોતાનો નીભાવ કરતા.

એક સાધારણ કુંટુંબ પણ ફકત એક ગાય અને એક ભેંસના દુધ, દહીં અને ઘી ઉપર પોતાનું નિર્વાહ ચલાવતું જેથી તે હંમેશ સ્વતંત્ર રહેતો. તેને પારકી ગુલામી નોકરીઓ નહે.તી કરવી પડતી; પણ એજ પશુધનનો દિનપ્રતિદીન વિનાશ થતો હોવાથી ૧૦૦ માંથી ૯૦ ટકા હિંદુસ્તાનવાસીઓને આજ નોકરી અને પારકી તાબેદારી ભોગવવી પડે છે. હિંદની આવી વિષમ દશામાં હાલ પરદેશોમાંથી આગળ જણાવેલું તકલાદી ઘી કે જેને ખરી રીતે ઘી તો નહીંજ કહી શકાય તે દિન ઉગે રોજના સેંકડો ડબ્બા પરદેશોમાંથી આવે છે અને ઘીના નામે અથવા તો ઘીમાં ભેળસેળ કરીને ઘી તરીકેજ વેચાય છે. આ તકલાદી ઘી ઘણા સોંઘા મુલ્યથી વેચાય છે અને સોંઘા મૂલ્યથી વેચાય તેમાં નવાઇ પણ નહિંજ; કારણકે તેમાં જે પદાર્થો છે તે કોઇ રીતે કીંમતી તો નથીજ. આ ઘી દાખલ થતાં તેણે દેશના શુદ્ધ ઘીના વેપારને ખરેખર ઘણો મજબુત ધકકો પહોંચાડયો છે. અત્રે કોઇ કદાચ પ્રશ્ન કરશે કે જો આ વિદેશી ઘીથી દેશના શુદ્ધ ઘીને નુકશાન થયું હોય તો તેના ભાવ ઘટવા જોઇએ પણ તેમ તો થયુંજ નથી તો પછી એમ કેમ માની શકાય કે એ વિદેશી ઘીથી દેશના શુદ્ધ ઘીને નુકશાન થયું છે ? પ્રશ્ન ખરો છે અને દેશી ઘીના ભાવો ઉતર્યા નથી એ પણ સત્ય છે. દેશી ઘીના ભાવો ઘટયા નથી તેથી તેના વેપારને નુકશાન નથીજ થયું એમ માનવામાં ખરેખર ભુલ થાય છે. આપણા દેશનું ઘી ફકત શુદ્ધ દુધમાંથીજ બને છે એ વાત તો જગપ્રસિદ્ધ છે. હવે શુદ્ધ ઘીની બનાવટનું ઘી હાલની મોંઘવારીના હિસાબે કેટલુ મોંઘુ પડે એ સમજવું અઘરૂં નથી. જેથી દેશી ઘીના ભાવો હાલના સંજોગે રૂા. ૩૦ થી ઓછા હોય અથવા થાય એવી આશા રાખવી વ્યર્થ છે. આ જાણે કે મુદ્દાસરની દલીલ કહેવાય. પરંતુ આપણે જાણ્યે અથવા અજાણ્યે જ્યારથી આ વિદેશી તકલાદી ઘી ખાવા

આવ્યા ત્યારથી દેશનો શુદ્ધ ઘીનો વેપાર ઘટી ગયો છે. તેમાં તો લવલેશ ખોટું નથી. દેશના બીજા કોઇ પણ પ્રાંત અથવા જીલ્લા કરતાં વેજીટેબલ ઘીનો ઉઠાવ મુંબઈમાં વધારેમાં વધારે થાય છે અને અત્યારે આ ઘી મુંબઇમાં એટલું બધું પ્રસરી ગયું છે કે કોઇપણ મુંબાઇવાસી પોતાની છાતી ઉપર હાથ મૂકી વિશ્વાસ પૂર્વક એમ કહી શકે એમ નથીજ કે તે પોતાના દૈનિક વપરાશમાં જે ઘી ખાય છે તે શુદ્ધ ઘીજ છે. કદાચ કોઇ કહેનારો ભલે તેમ કહે; પણ વેજીટેબલ ઘીના સેંકડો ડબા જે દેશના ગુજરાત અને કાઠીયાવાડ તથા ઇતર જીલ્લાઓ કે જ્યાં દેશી ઘી જથ્થાબંધ બનાવવામાં આવે છે તેવા જીલ્લાઓમાં પણ જાય છે એ સત્ય છે. જે જીલ્લાઓ પોતેજ શુદ્ધ ઘી બનાવે છે તે જીલ્લામાં વેજીટેબલ ઘીનો શો ઉપયોગ કરવામાં આવતો હશે એ કલ્પવું કઠીન નથી. દેશના દરેક જીલ્લાનો ઘીનો વેપાર મુંબઇ સાથે અગત્યનો સંબંધ ધરાવે છે અને તેઓનું ઘી વેચવા માટે ફક્ત મુંબઇ એ એકલુંજ બજાર અથવા મારકેટ છે. હવે તેમના દેશી ઘીના હિસાબે વેજીટેબલ ઘી સસ્તુ વેચાતું હોવાથી અને મુંબઇના પુટકલ વેપારીઓ વિના હરકતે દેશી ઘીના નામે આ વિદેશી ઘી વેચી શકતા હોવાથી અને તેમાં દેશી ઘીના જેટલાજ ભાવો તેમને ઉપજતા હોવાથી તેઓ આંખો બંધ કરીને વિદેશી ઘી ખરીદે છે અને દેશી ઘીના નામે અથવા બીજા ઘીમાં ભેળસેળ કરીને પોતાના ગ્રાહકોને આપે છે અને મુંબઇની આલમ પણ અંધ વિશ્વાસથી તે ખાય છે. જેથી દેશી ઘીનો ઉઠાવ ઓછો થાય છે તેમજ ભાવમાં ઘટાડો કરવાનું પોષાણ નહિં થવાથી દેશી ઘીના વેપારીઓને ખરેખર નુકશાન જાય છે તેથી તેઓ પણ વેજીટેબલ ઘી મંગાવી પોતાના ઘીમાં મિશ્રણ કરીને અત્રે મોકલતા હોય અને તેથી તેમનું ઘી સસ્તા દરે વેચાતું હોય તો તેમાં સંદેહ નથી અને જો એવી રીતે મિશ્રણ કરવા માટે દેશી ઘીના વેપારીઓ વેજીટેબલ ઘી મંગાવતા હોય તો તેમાં કંઇ નવાઇ નથી. આપણી હિંદી પ્રજામાં એક બુરામાં બુરી ખોડ અને ખસલત એજ છે કે પોતાના નામ આબરૂને ભલે ધક્કો લાગે પણ વેપારમાં નુકશાન થવું જોઇએ નહિં અને એ ખરાબ ખસલતજ આપણને આગળ વધવામાં અટકાયત કરે છે. ઉપરના ખુલાસાથી સમજી શકાય છે કે વેજીટેબલ ઘીના પ્રવેશથી દેશના શુદ્ધ ઘીના વેપારને ખરેખર મહાન ધક્કો લાગ્યો છે. પરદેશીઓ આપણા દેશના કોઇપણ વેપારને પગભર થવા દે એમ નથી. બલ્કે તેવા વેપારને તદ્દન ખોરવી નાખવાને પણ તેઓ ચૂકે એમ નથી.

જો વેળાસર આ ઘીની આયાતજ તુરતમાં બંધ નહીં થાય તો પરદેશીઓ કદાચ પોતાનો વિદેશી ઘીના ભાવો એટલા બધા ઉતારી નાખશે કે જેથી જે રડ્યાખડ્યા પુટકળ વેપારીઓ શુધ્ધ દેશી ઘી ખરીદ કરતા હશે તેઓ પણ તે ખરીદ નહીં કરે અને દેશી ઘીના વેપારીઓને તો નુકશાનીમાં ઉતરવા કરતાં દેશી ઘીનો વેપારજ સદંતર બંધ કરવાની ફરજ પડશે અને ઉલટું તેઓ પણ આ વિદેશી ઘીનોજ વેપાર લઇ બેસશે. જો ન કરે નારાયણ ને આવી સ્થીતિ થાય તો તેથી નુકસાન ફકત પ્રજાવર્ગને થશે કારણ કે તેને ચોકખાં ઘીનાં દર્શન પણ દુર્લભ થશે; પરંતુ તેની સાથે આપણા દેશના પશુ ધનને પણ છેવટનો ધક્કો લાગશે. હાલ દિન ઉગે ને હજારો ઢોર આપણા દેશમાં કપાય છે છતાં જ્યાં સુધી દેશમાં શુદ્ધ દુધ અને ઘીનો વેપાર હયાત હશે ત્યાં સુધી દેશના પશુધનની જરૂરીયાત રહેશે પણ જ્યારે શુદ્ધ દુધ તથા ઘીનો વેપારજ નષ્ટપ્રાયઃ થશે ત્યારે પછી દેશમા પશુ ધનનો ઉપયોગજ નહિં રહે, અને તેમ થતાં આપણા દેશના ગાય ભેંસ ઇત્યાદી પશુઓનું શું થાય એ ચિતારની કલ્પના કરતાંજ રોમાંચ ખડા થઇ જાય છે.

બંધુઓ! આપણા દેશના ગુજરાત અને કાઠીઆવાડના કોઇ નાનામાં નાનાં ગામડામાં જઇ ત્યાંના કોઇ ગરીબમાં ગરીબ કુટુંબની હાલત જુઓ. ત્યાં મુંબઇની માફક અનેક તરેહના વેપારનાં બજાર ચોટાઓ નથી. ત્યાંના માણસોને મુંબઇની આલમની માફક કલમના ગોદાથી પૈસા નથી મળતા; તેમજ રોજના લાખ દિવાને ને દો લાખ લિવાના સટા ખેલી. વિના મહેનતના નાણાંના ઢગલા ભેગા કરી લેવાનું નથી આવડતું! અનેક જાતનાં જુઠાણાં અને છળપ્રપંચથી પારકું નાણું પોતાના ઘરમાં તાણી લાવી એક સપાટે તાલેવંત થવાની તેઓની જીજ્ઞાસા નથી. છતાં તેને કોઇ જાતની હાયબળતરા પણ થતી નથી. નથી તેના ઘરમાં હજારોનું ફરનીચર ભર્યું કે નથી હજારોની કીંમતના વસ્ત્રોનાં ભંડાર ભર્યા; છતાંપણ તે મુંબઇ જેવા શહેરના એકાદ લક્ષ્મીના ગુલામ ધનાઢ્ય કરતાં પણ વધુ સ્વતંત્ર છે. કોઇપણ જાતનો તેની પાસે વેપાર નથી તોપણ તે પોતાના કુટુંબનું આનંદે અને સ્વતંત્રતાથી ભરણ પોષણ કરે છે. તેની આવકનો એકનો એકજ મૂળમાર્ગ જોઇશું તો તે ફકત તેની પાસે જે એકાદ ગાય ભેંસ હોય છે તેજ છે. આવાં ફકત એક બે મુંગા પ્રાણીઓને તે પોતાનાં પ્રાણસમ ગણીને પાળે છે અને તે જ્યાં સુધી દુધ નહીં આપે છે ત્યાંસુધી

તેને કલ્પદ્રુમ માની તેની પૂર્ણ ચાકરી બરદાસ્ત કરે છે. એનાં દુધઘીના વેચાણનેજ માત્ર તે પોતાના આખા કુટુંબનો નિર્વાહ કરે છે. દેશમાં જ્યાં સુધી રોજનું પોતાના પ્રાણીઓને પાવાનું જળ અને ઘાસચારો મળે છે ત્યાં સુધી પોતાનાં એ પ્રાણથી વહાલાં ઢોરોનું રક્ષણ કરે છે પણ હવે તો ઘાસ પાણીની તંગી ન હોય તોપણ તેમને પોતાના પ્યારાં ઢોરો વેચી નાખવાની ફરજ પડી છે અગર પડશે. કારણ કે જો પેલું વિદેશી ઘી દેશના ગામેગામમાં પ્રસરી જશે તો શુદ્ધ ઘી બનાવવું અને વેચવું આવા ગરીબ કુટુંબોને ભારી પડી જશે; જેથી પોતાનાં પ્યારાં ઢોરોને કસાઇના હાથે સોંપ્યા વગર તેમને બીજો કોઇ રસ્તો રહેશે નહિં. હજી પણ મુંબઇના અથવા તો મોટાં શહેરોના બજારોમાં જે શુદ્ધ દેશી ઘી વેચાય છે તેની મૂળ આવકનો રસ્તો જોશો તો તે મોટે ભાગે પહાડો નીચે રહેનારી ગીરની ગરીબ ભરવાડ વિગેરે વસ્તીજ પુરૂં પાડે છે અને ઉપર કહ્યા મુજબ ફક્ત ઘીના વેપાર ઉપરજ તેમના આખા કુટુંબનો નિર્વાહ ચાલે છે. આવા આપણા દેશનાં ગરીબજનનો વિનાકારણ વિધ્વંસ ન થાય તે માટે પણ આપણે વેળાસર ચેતી વેજીટેબલ ઘીની આયાત અટકાવવી જોઇએ છે.

હવે આ વેજીટેબલ ઘીનો નિષેધ કરવાને કોણે પ્રયત્નો કર્યાં છે અને તેનું શું પરિણામ આવ્યું છે તે વિગતવાર તપાસીએ.

શરૂઆતમાં બંગાળના રસાયણ શાસ્ત્રીઓ તરફથી મળેલા સર્ટિફિકેટોના આધારે મુંબઇની ઘી બજારે પત્રિકા દ્વારા જાહેર પ્રજાને ચેતાવવા માટે પ્રયત્નો કર્યા હતા. જે પછી માંડવીની કચ્છી વિશા ઓશવાળ જૈન યુવાનોની મંડળીના આશ્રા નીચે બે ત્રણ સભા તેમની કચ્છી દશા ઓસવાલ મહાજન વાડીમાં ભરવામાં આવી. ત્યાર પછીની સભા કાંદાવાડી મધ્યે કાનબાઇની વાડીમાં ડૉ૦ પુનશી હીરજી મહીશરીના પ્રમુખપદે મળી જે પછીની એક સભા કચ્છીદશાઓશવાળ મહાજનવાડીમાં એક જાણીતા મારવાડી સદ્‌ગ્રહસ્થના અધ્યક્ષપદે મળી. તે પછી એક મોટી સભા માધવ બાગમાં અત્રેની ધારાસભાના એક ઉત્સાહી રાષ્ટ્રીય પક્ષના ખોજા સભાસદના પ્રમુખપણા નીચે મળી હતી. તે દરમ્યાનમાં મુંબઇની ગ્રેન ડીલર્સ એસોસીએશન તરફથી એક હીરાબાગમાં તથા બીજી મોરાર બાગમાં અને ત્રીજી કાંદાવાડીમાં કાનબાઇની વાડીમાં એમ ત્રણ સભાઓ મળી હતી. ઉપરોક્ત પ્રત્યેક સભાઓમાં હાજર થનાર મુખ્યત્વે કરીને મુંબઇના પરચુરણ...

અનાજ કરીયાણાનો ધંધો કરનારા વેપારીઓજ આવતા હતા જેઓએ આ ઘી નહિં વેચવાના સોગન લીધા હતા છતાં તેઓ હજી સુધી આ ઘી વેચી રહ્યા છે. ઉપરોક્ત સભાઓમાં જાહેર પ્રજાએ લગભગ કંઇ પણ ભાગ નથી લીધો એમ કહીએ તો ચાલે અને પ્રજાવર્ગે વેજીટેબલ ઘી બાબતમાં પૂરતો ઉહાપોહ કરેલો નહિં હોવાથીજ તે દેશમાંથી નાબુદ થયું પણ ઉલટું તેની ખપત વધી છે. આખી પ્રજા જ્યારે આ વિદેશી ઘી ની આયાત અટકાવવા પ્રયત્ન કરશે ત્યારે તો એક દિવસ પણ તે ટકી શકશે નહિં. પણ એમ ન થાય ત્યાં સુધી તો આ વિદેશી ઘી દિન પ્રતિદિન વધુ આયાત થતું જાય છે અને થશે તેમાં કંઇ નવાઇ નથી.

વેજીટેબલ ઘી મુંબઇની ગરીબ અને અભણ પ્રજાને તેના વેચનારાઓ દેશી ઘીના નામથીજ વેચે છે; પણ જાહેર અને ઉચ્ચવર્ગની વસ્તીવાળા ભાગમાં તેના વેપારીઓ વેજીટેબલ ઘી સાથે જુજ અંશમાં દેશી ઘીનું મિશ્રણ કરી તેનો તાવડો કરીને શુદ્ધ પોરબંદર ઘીને નામે પણ વેચે છે. જેમાં એક ડબા પાછળ તેઓને લગભગ રૂ. ૮–૧૦ મળે છે તેથી તેઓ આ ઘીનો વેપાર તજવા કોઇપણ રીતે ખુશી નથી. આ ઘીના રોજના સેંકડો ડબા હિંદુસ્તાનના બીજા ઇલાકાઓમાં અને આફ્રિકા વિગેરે દેશોમાં પણ જાય છે.

## આ ઘીનો નિષેધ કયાં કયાં થયો છે?

આગળ છાપાઓમાં જાહેર થયા મુજબ અને સાંભળ્યા પ્રમાણે પોરબંદર સ્ટેટ અને ઈદોર સ્ટેટમાં જળ અથવા સ્થળ કોઇપણ માર્ગે આ ઘીની આયાત થતી અટકાવવાના મનાઇ હુકમો બહાર પાડવામાં આવ્યા છે. જેનો ધડો લઈ બીજાં દેશી રાજ્યો પણ પોતાની હદમાં આ ઘીની દરીયા અથવા જમીન માર્ગે આયાત થતી અટકાવશે એવી અમારી તેમને નમ્ર અરજ છે.

## ખરી રીતે આ ઘીની અટકાયત કેવી રીતે થઈ શકે?

આ ઘીની અટકાયત બે રીતે થઇ શકે છે. પહેલી રીત એજ છે કે પ્રજા આ ઘીનો ઉપયોગ કરવોજ બંધ કરે તો વેપારીઓ તે ખરીદ કરતા બંધ થાય જેથી પરિણામે તેની આયાત પણ બંધ થાય; પણ એ રીતમાં અનેક જાતની મુશ્કેલીઓ છે. ગરીબ અને અભણ વર્ગને ઘીની પારખ નહીં હોવાથી અને દેશી ઘીના

હિસાબે વેજીટેબલ ઘી તેમને સોંઘું મળતું હોવાથી તેઓ આ ઘી વાપરે છે. વળી સાધારણ શ્રીમંત અને સુશિક્ષીત વર્ગને આ ઘી તાવડો કરીને વેચવામાં આવતું હોવાથી તેઓ તેને દેશી ઘી સમજીનેજ વાપરે છે. તેથી પ્રજા વર્ગ તરફથી આ ઘીને પારખવું મુશ્કેલ હોવાથી પહેલી રીત પ્રમાણે ઘીની અટકાયત થવી સહેલ નથી.

હવે બીજી રીત પ્રમાણે આખા દેશની પ્રજા આ ઘીની આયાત સામેજ વિરોધ ઉઠાવે, તેને માટે ધારાસભા દ્વારા અટકાયતનો કાયદો ઘડાવે તો લોકમતને માન આપી સરકાર પોતેજ તેની આયાત બંધ કરાવે તો તેમ થઇ શકે. પહેલાં કરતાં બીજી રીત સહેલ અને સુગમ છે અને દરેક ઇલાકાની સરકારો અથવા વડી સરકાર જો ધારે તો એકજ દિવસમાં આ વિદેશી ઘીની આયાત અને જીવન નિર્મૂળ કરી શકે તેમ છે; પણ પ્રજાના પૂર્ણ ઉહાપોહ વિના સરકારનું લક્ષ આ બાબતમાં દોરાય તેમ નથી અને તે કંઇ કરે પણ નહિં એ પણ નકકી છે.

## ત્યારે હવે આપણે શું કરવું જોઇએ ?

૧ આપણે વેજીટેબલ ઘીના ગુણદોષ ઉપરથી તેને ઓળખી કાઢતાં શીખવું જોઇએ અને પોતાના દાણાવાલા વેપારીઓ શુદ્ધ ઘીને નામે આપણને વેજીટેબલ ઘી ન ખવડાવે તેવો બંદોબસ્ત કરવો જોઇએ; છતાં જો શુદ્ધ ઘીના નામે આપણને વેજીટેબલ ઘી આપવામાં આવ્યું છે એવી ખાત્રી થાય તો તેવા વેપારી ઉપર કાયદાની અદાલત ઉપર કામ ચલાવી તેને ઘટતી શીક્ષા કરાવવી જોઇએ કે જેથી બીજા વેપારીઓ એ પ્રમાણે ન કરે. બીજું સભાઓ ભરી એ ઘીની આયાત સામે મજબુત વિરોધ જાહેર કરવો જોઇએ અને તેની આયાત થતી અટકાવવા માટે સરકારને ઉપરાં ઉપરી અરજ કરવી જોઇએ. આ ઘીના ગુણ દોષ અને ઓળખનું વિગતવાર વર્ણન દેશ આખામાં દરેક ભાષાઓમાં છપાવીને તેના હેંડબીલ વંહેચી પ્રજાને જાગ્રત કરવી જોઇએ. પોતાના મતથી જે મેંબરો ધારાસભામાં ગયા હોય તેમને આ ઘીની અટકાયત માટે ધારાસભા દ્વારા કાયદો ઘડાવવાની સૂચના કરવી જોઇએ. હોટલોમાં, વીશી લોજોમાં અને મીઠાઇવાળાઓની દુકાનોમાં આ ઘીનો વપરાશ ન થાય તે માટે પુરતો બંદોબસ્ત કરવો જોઇએ અને જ્યાં એ ઘી વપરાતું હોય ત્યાંથી કદિ કોઇ ચીજ લેવી નહિં અને તેવા વીશી, લોજ કે હોટેલ અને દુકાન

વ્હોરા પાસેથી આ ઘીનો કદિ ઉપયોગ નહિં કરવા માટે ગેરંટીઓ મેળવવી જોઇએ. આ આખા સમુદાય તરીકે પ્રજાની ફરજ અને કાર્ય થયું.

૨. આચાર્યો અને વિદ્વાનોએ આ ઘીનો વપરાશ ન કરવા માટે પ્રજા વર્ગને ઉપદેશ કરવો જોઇએ અને પોતાનાં દેવ મંદિરોમાં વપરાતા ઘીમાં વેજીટેબલ ઘી કદિ દાખલ ન થાય તે માટે પાકો બંદોબસ્ત કરવો જોઇએ. આચાર્યો અને ધર્મોપદેશકોને કેટલેક અંશે રાજા રજવાડાઓ અને શાહુકારો પણ નમે છે તો જ્યાં જ્યાં તેઓ પોતાની લાગવગ ચલાવી શકતા હોય તેવા રાજ્યો અથવા રજવાડાઓમાં વેજીટેબલ ઘી દાખલ ન થાય એવો બંદોબસ્ત કરાવવો જોઈએ.

૩ ધારાસભાના સભ્યોની તો ખુલ્લી ફરજ છે કે તેમણે આ બાબત પોતાની કાઉન્સીલોમાં ઠરાવ કરી વેજીટેબલ ઘીની પોતાના પ્રાંતમાં આયાત થતી કાયદેસર અટકાવવી જોઈએ અને જો દેશના હિતને માટે તેઓ એમ કરવા ધારે તો ખુશીથી કરી શકે અને પ્રજાની આશીષ મેળવી શકે.

૪ આપણા હિંદુસ્તાન દેશમાં દેશી રજવાડાઓ ઘણા છે અને તેઓ ધારે તો પોતાની હદમાં વેજીટેબલ ઘીની આયાત થતી કાયદેસર અટકાવી શકે. તેમ કરવામાં તેમના પોતાના દેશ અને વસ્તીનું હિત સમાએલું છે અને આગળ વર્ણવ્યા મુજબ બે ત્રણ દેશી રાજ્યોએ પોતાના દેશોમાં આ તકલાદી ઘીની આયાત માટે મનાઈ હુકમ પણ કાઢયા છે તો તેમના પગલે ચાલવામાં બીજા રજવાડાઓને કંઇપણ પ્રતિબંધ આડે આવી શકે એમ નથીજ.

૫ શાહુકારો અને વ્યાપારીઓની ફરજ તો ખુલ્લીજ છે કે તેઓએ આ ઘીના વેપારમાં તેમને ગમે તેટલો નફો મળતો હોય તોપણ દેશના અને સરવાળે તેમના પોતાના ભલાની ખાતર આ ઘીનો વેપાર ત્યજી દેવો ઘટે. તેમણે તો ઉલટું સ્વદેશી ઘીનો પ્રચાર પૂર્ણપણે થાય, પોતાનાજ દેશના ઘીના વેપારને ઉત્તેજન મળે તે માટે યોગ્ય પ્રબંધ કરવો જોઇએ. ઢોરોની ઉછેર અને ઓલાદ સુધારી, દેશમાં દુધ ઘી પાણીનાં મૂલે મળે એવો ઇલાજ અને બંદોબસ્ત કરવો જોઇએ.

અસ્તુઃ છેવટે દેશના હિંદુ, મુસલમીન, પારસી, યહુદી, ખ્રીસ્તિ હરેક બિરાદરોને તથા ગરીબ કે તવંગર, આચાર્યો કે ઉલમાઓ, રાજા કે રૈયત, અને અધિકારીઓ અને કાઉન્સીલના મેંબરો દરેકને મોજ

અરજ છે કે વેજીટેબલ ઘી આપણા દેશને આર્થીક, માનસીક અને ધાર્મિક દ્રષ્ટિએ નુકશાનકારક હોવાથી, તેના ઉપયોગથી આપણા દેશના પશુ ધનને પણ હાનિ થવાનો સંભવ હોવાથી તેની આયાત જેમ બને તેમ તુરત અટકાવવા માટે પોતાનાથી જે રીતે બની શકે તે રીતે પ્રયાસ કરી દેશના ભલામાં પોતાનો હિસ્સો અવશ્ય આપશે. सुज्ञेषु किम् बहुना ? પરમાત્મા મારા હિંદી બંધુઓને સદ્બુદ્ધિ આપો.

લી૦

ડા. નંદલાલ છગનલાલ અઢીયા.



આ પુસ્તક મુંબઇ નં. ૭ ચોપાટી રોડ લેડી નોર્થ કોટ હિન્દુ ઓર્ફનેજ
કે. એન. સેલર પ્રેસમાં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું છે અને મુંબઈ
નં. ૨ જુંની હનુમાન ગલી નારાયણજી મુળજીના માળામાંથી
નંદલાલ છગનલાલ ઠક્કરે પ્રસિધ્ધ કર્યું છે.